# કૃત્રિમ દીક્ષા-પ્રવૃત્તિ કેમ અટકાવી શકાય?

લેખક અને પ્રકાશક
**યતિશ્રી બાલચંદ્રાચાર્ય.**
શ્રી વર્દ્ધમાન જૈન ઔષધાલય. ખામગાવ (બિરાર)
[ જગતકર્તૃત્વમીમાંસા, નિરાકરણ-નિર્ણય, શ્રી તીર્થક્ષેત્ર
કુલ્પાક આદિ અનેક ગ્રંથોના લેખક ]

આ. ૧ લી.

કિંમત એક આનો.

અમદાવાદ—" ધી ડાયમંડ જ્યુબિલિ " પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૩૦.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां, गृहेऽपि पंचेंद्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्त्तते, निवृत्तरागस्य गृहं तपोवनम् ॥

—રાગીઓને વનમાં પણ દોષો લાગે છે, જ્યારે ઘેર બેઠાં પાંચે ઇંદ્રિયનો નિગ્રહ કરીને તપ કરી શકાય છે. જે રાગથી નિવૃત્ત થયેલો શુદ્ધ કર્મમાં પ્રવર્ત્તે છે તેને ગૃહ તપોવન છે.

प्रथमे वयसि यः शान्तः स शांन्त इति मे मतिः ।
धातुषु क्षीयमाणेषु शमः कस्य न जायते ? ॥

—પ્રથમ વયમાં (યૌવનમાં) જે શાંત હોય છે તે ખરો શાન્ત એમ મારી મતિ કહે છે. કારણકે પછી ધાતુ ક્ષીણ થઇ હોય ત્યારે શમ કોને નથી થતો ?

स पंडितो यः करणैरखंडितः स तापसो यो निजपापतापकः ।
स दीक्षितो यः सकलं समीक्षते स धार्मिको यः परमर्म न स्पृशेत् ॥

—જે ઇંદ્રિયોથી અખંડિત હોય તે ખરો પંડિત, જે પોતાનાં પાપોને તપાવે તે ખરો તપસ્વી, જે સકલની સમીક્ષા કરે તે ખરો દીક્ષિત, અને જે બીજાનાં મર્મોનો સ્પર્શ ન કરે તે ખરો ધાર્મિક.

કેસ મ લોચઉ અપ્પણા, કેસહિં કિઓ ક દોસુ ?
નં મણુ લુંચઉ અપ્પણું, જં જગિ ભમઇ સરોસુ.

—પોતાનાં કેશનો લોચ ન કરો, કારણકે કેશે શું દોષ કર્યો છે ? લોચ નો તે મનનો કરો કે જે જગત્‌માં રોષવાળું થઇ ભમ્યાં કરે છે.

—સૂક્તમુક્તાવલી.

# પ્રસ્તાવના.

૧ કૃત્રિમદીક્ષાનો કલહ જ્યારથી જાગ્યો છે ત્યારથી આજ લગી જે જે ઘટનાઓ બની છે; સામેસામા જે જે આક્ષેપો થયા છે, તે સર્વનો વિચાર કરીને મધ્યસ્થ ભાવ રાખી આ નિબંધ લખવામાં આવેલો છે; માટે પાઠકોએ સંપૂર્ણ વાંચી પછીજ પોતાનો નિર્ણય આપવો ઘટે છે. આ નિબંધમાં જે જે વિષયો ચર્ચવામાં આવ્યા છે તે વર્ત્તમાન યુગનો વિચાર કરીને અને સાથે સાથે શાસ્ત્ર અને ઇતિહાસનો આશ્રય લઇનેજ ચર્ચ્યા છે. ઉછાંછલાપણું કે મતાગ્રહ કે અપશબ્દોનો આશ્રય લેવામાં આવ્યો નથી. પણ દીક્ષા માટે ખરો વિચારવિનિમય કરવામાં આવેલો છે. આટલા માટે સ્વાતંત્ર્યપ્રિય પાઠકોએ આ નિબંધને વાંચી જવો જોઇએ.

૨ બાલદીક્ષા માટે જે વિચારો જણાવવામાં આવ્યા છે તે ભાગવતી દીક્ષા માટે જણાવેલા છે. આ નિબંધમાં ભાગવતી દીક્ષાનો અર્થ પણ સ્પષ્ટ રીતે જણાવેલો છે. તેને લક્ષમાં રાખીનેજ વિચાર કરવો ઘટે છે. દીક્ષાના પાંચ ભેદો દર્શાવ્યા છે તેમાં પહેલી ભગવતી દીક્ષા છે કે જેને હિન્દુઓ 'ઉપનયન' કહે છે માટે સાધુવેષ પહેરાવવાથીજ ખરો દીક્ષિત બની જાય છે એમ કોઇએ સમજવું નહી. ખરો દીક્ષિત તો સંસ્કારોથી બને છે આ વાત લક્ષમાં રાખીને બાલદીક્ષા માટે લખવામાં આવેલું છે. 'બોગસ'દીક્ષાનો હું પક્ષપાતી નથી.

૩ 'બોગસ' બાલદીક્ષા અટકાવવા માટે ગાયકવાડ સ્ટેટના કૌન્સીલર શા. લલ્લુભાઇ કિશોરદાસ તરફથી વડોદરા રાજ્યની ધારાસભામાં આગામી બેઠકમાં દીક્ષા નિયમના અંગે એક ઠરાવ આવનાર છે અને તે ઠરાવને જૈન યુવકોનો ટેકો છે. એ સ્તુતિપાત્ર છે. પણ જ્યાં સુધી ભારત સરકારની એસેમ્બલી તરફથી આ ઠરાવ પાસ થઇ

અમલમાં ન મુકાય ત્યાં સુધી 'બોગસ' બાલદીક્ષા સંપૂર્ણ રીતે અટકાવવી અશક્ય છે. કારણ 'બોગસ'દીક્ષા આપનાર છાત્રછાત્રીઓને ગાયકવાડ સ્ટેટની સરહદ બહાર પોહોચાડીને પણ દીક્ષા આપશેજ ત્યાં ગાયકવાડ સ્ટેટ શું કરી શકશે? માટે એસેંબ્લીનો ટેકો હોવો જોઈએ અને તેને અનુસરી દેશી રાજ્યો તેમ કરે તો વધારે લાભદાયક નિવડે. છતાં હર્ષનો વિષય એટલોજ છે કે-ગાયકવાડ સ્ટેટ આ ઠરાવ પાસ કરી અમલમાં મુકે તો થોડાઘણા અંશે 'બોગસ' બાલદીક્ષાને ફટકો જરૂર લાગે તેમ છે. અને તેનું અનુકરણ બીજા દેશી રાજ્યોમાં થવાનો સંભવ રહેલો છે. માટે આ ઠરાવ સ્તુતિને પાત્ર છે.

૪ મારો આ નિબંધ પ્રેસમાં મોકલાવ્યા પછી જામનગરના સંઘનો અને ટંકારા સંઘનો ઠરાવ બહાર પડેલો જોઇ મને એમ જાણવામા આવ્યું કે—મારા આ નિબંધમાં લખેલા વિચારોની ભાવના કુદરત અન્યત્ર સ્થલે પણ પ્રસાર કરી રહી છે ખરી અને સાધુ સંસ્થાથી અસહકાર કરવાના વિચારો સર્વત્ર ઉદ્ભવવા લાગ્યા છે ખરા. એ શુભ ચિન્હજ ગણી શકાય.

૫ કૃત્રિમદીક્ષા અટકાવવા માટે સહુથી પહેલાં પાટણના સંઘે ઠરાવ કરેલો ખરો પણ સંદિગ્ધ શબ્દોમાં અને અપૂર્ણ હોવાથી તથા સાધુઓ માટે સંમ્માનની લાગણી ભરેલો હોવાથી અસહકારનું અંગ તેમાં દેખાતું નથી છતાં પણ તેણે સહુથી પહેલાં આ કાર્યને હાથ ધર્યું અને ત્યાંના નગરશેઠ અને ન્યાતના શેઠાએ તેમજ મુંબઈમાં વસતા પાટણના વતની શ્રીમાન્ બાબુ દૌલતચંદજી અમીચંદજી ઝવેરી આદિ ઘણાખરા ગૃહસ્થોએ આ ચલવલમાં ભાગ લઈ ધૈર્યતા અને હિમ્મતપૂર્વક ઠરાવ કરેલો છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. પાટણમાં અલ્પ સંખ્યકવર્ગ આ ઠરાવના વિરૂદ્ધમાં છે પણ ઠરાવને તોડી શકે તેવી હિમ્મત તેનામાં દેખાતી નથી. અને તેથી પણ સ્વલ્પ ગણ્યાગાંઠા માધ્યસ્થભાવ રાખવાનો દાવો કરે છે તેવાઓ માટે આ આક્ષેપ લાગુ પડે છે કે જો તેઓ ખરા સ્વતંત્ર (ઇન્ડીપેન્ડેટ)

વિચારના છે તો શું કરવા સ્વતંત્ર રહેવા ચાહે છે ? એનો ખુલાસો બહાર પાડવો ઘટે છે અને જેઓ ખુલાસો જાહેરમાં મુકતા નથી અને એમ છાનામાના કહે છે કે-**"અમારો માધ્યસ્થ ભાવ છે"** તેઓ બન્ને પક્ષને રાજી રાખવાની કાયરતા દર્શાવી રહ્યા છે, એમ કહેવામાં કાંઈ પણ હરકત નથી. અર્થાત્ તે ખરા સ્વતંત્ર વિચારવાળા નથી પણ પોતાનું ભલું મનાય તેમ 'રામાય સ્વસ્તિ રાવણાય સ્વસ્તિ' દર્શાવવા માટે છે પણ "મનકી તો રામ જાને." અસ્તુ.

૬ **"સાધુ વિ. સાધુસંસ્થા"** ના મથાળા હેઠળના અગ્ર લેખો જૈનપત્ર પુસ્તક ૨૭ ના ૪૭-૪૮ માના અંકોમાં પ્રકટ થયા છે. તે લેખો તંત્રીજીએ ઘણાજ સારા અને ઉપયોગી લખ્યા છે. અને મારા આ નિબંધમાં સાધુસંસ્થા સાથે અસહકાર કરવાના જે નિયમો દર્શાવ્યા છે તેને તંત્રીજીના બન્ને અગ્રલેખો ખરેખરા પુષ્ટિ આપનાર છે. તે લેખોમાં મો. ગી. કાપડીયાજી માટે જે ઊહાપોહ કરેલો છે તે અયથાર્થ તો નથીજ, કારણ કે તંત્રીજી કહે છે કે-"સચ્ચરિત્ર સાધુ અને સામાન્ય સાધુસંસ્થા એ બન્ને પૃથક્ વસ્તુઓ છે. સચ્ચરિત્ર સાધુ પુરૂષો અને સાધુઓની આખી સંસ્થાને ભેળવી દેવામાંથીજ આજની ઘણીખરી મુંઝવણ જન્મી છે." "ભાઇશ્રી મોતીચંદ કાપડીયા જેવા વિચારકો પણ એ જુના સંસ્કારમાંથી છટકી શકયા નથી" "ગમે તે પ્રકારે પણ એ (સાધુ) સંસ્થા વીસમી સદીએ નભાવી લેવી જોઇએ." એમ જે કાપડિયાજી માને છે તેનું કારણ એ છે કે સાધુ વર્ગનો સહવાસ અધિક રાખવાથી નવા વિચારના અને સજ્જન પ્રકૃતિના હોવા છતાં પણ તેને નભાવિ લેવા માંગે છે. પણ તંત્રીજીના લેખમાં સચ્ચરિત્ર સાધુ પુરૂષો અને આખી સાધુ સંસ્થા માટે જે પૃથક્કરણ દર્શાવેલું છે તે વાંચી શ્રીયુત્ મોતીચંદભાઈ એ દૃષ્ટિ રાગમાંથી છટકી જાશે એમ હું માનું છું અને શ્રાવક હો કે સાધુ હો યતિ હો કે જૈનેતર હો "ગુણાઃ **પૂજા** સ્થાન""ને સ્વીકારી ચાલશે તો વધારે સારૂં છે. કારણ મોતીચંદભાઇને સાધુઓ માટે

વિશેષતઃ મતાગ્રહ છે તે એક વખત અમારી જાણમાં પણ આવેલું છે. મુંબઈના યતિ સંમેલનના ટાઈમમાં એક વખતે અમે બન્ને જણાઓ વાતો કરતા હતા તે વખતે પ્રસંગવશ સ્વાભાવિક રીતે મોતીચંદભાઈ એમ બોલ્યા હતા કે "હું સંવેગી સાધુઓનો રાગી છું, યતિઓને માનતો નથી છતાં પણ તમારા કામમાં મારી સહાનુભૂતિ છે. મારાથી બનતું હું કરીશ" તેવીજ રીતે ઠેઠ સુધી યતિ સંમ્મેલનમાં ભાગ લીધો હતો. તે માટે તેઓને ધન્યવાદ પણ ઘટે છે. મને તેઓના કથન માટે કાંઇ પણ રોષ આવ્યો નથી. પોતાના દોષો તપાસનારને ખોટું લગાડવાનું કાંઇ પણ કારણ નથી. યતિવર્ગ પતન માર્ગે ચાલે છે, હજી પણ સાવધાન થતો નથી આ માન્યતા હજી મારી છે. ત્યારે યોગ્ય કહેનારનું ખોટું કેમ મનાય ? પણ એટલું તો મારી જાણમાં તે વખતે પણ આવી ગયું હતું કે—સાધુઓ ભલે સારા હોય કે ન હોય પણ નભાવી લેવા જોઇએ (કારણ ભક્તિ પંથનો માર્ગજ તેવો છે) પણ યતિઓમાં કોઈ સારો નિવડી આવે તો પણ હું માનતો નથી એ ધ્વનિના એ શબ્દો વ્યક્તિગત સચ્ચારિત્રની ઉપેક્ષા કરનાર અને આખી સાધુસંસ્થા માટે રાગભાવ દર્શાવનાર હોવાથી મારે પણ એટલું તો કહેવુંજ પડશે કે મોતીભાઇ 'ગુણાપૂજાસ્થાન' ના પૂજારી નથી પણ આખી સાધુ સંસ્થાના પૂજારી છે તેથીજ જુના વિચારોમાંથી છટકી શકયા નથી. છતાં મને આશા છે કે—તે સુજ્ઞ હોવાથી હવે તેવા વિચારોથી આગળ વધ્યા હશે તથા વધશે. કારણ નભાવી લેવાથીજ યતિવર્ગનું પતન થયું છે. અને નભાવી લેવાથી સાધુ સંસ્થાનો હ્રાસ થયા વગર રહેવાનો નથી. નભાવિ લેવું એ અન્યાયને સહાય કરવા જેવું છે—નભાવી લેવું એ કાયરતા છે. આનો મોતીચંદભાઇ જરૂર વિચાર કરશે.

૭ આ નિબંધમાં યતિશ્રીપુજ્યોની સત્તાનો જે ખ્યાલ આપવામાં આવેલો છે તેઓની સત્તા યુક્ત હતી કે અયુક્ત ? એ બતાવવા માટે તે ખ્યાલ આપવામાં આવેલો હતો એમ કોઇએ સમજવું નહી.

કારણુ કે યુક્તાયુક્તનો પ્રશ્નજ જુદો છે. પણ સત્તા કોણ ચલાવી શકે છે? તેના દૃષ્ટાંત રૂપે યતિશ્રીપૂજ્યોની સત્તાના ઇતિહાસનો નમુનો આપવામાં આવેલો છે આ વાત પાઠકોએ લક્ષમાં લેવી ઘટે છે.

૮ મારા નિબંધમાં કોઇને મતભિન્નતા રહેલી દેખાય તો એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી પરંતુ સમાજહિતનો આદર્શ સામો રાખીનેજ આ નિબંધ લખવામાં આવેલો છે. મારે કોઇ વાતનો આગ્રહ નથી. સાધુસંસ્થાથી અસહકાર કરવા માટે તથા યુવકો માટે મેં જે વિચારો આ નિબંધમાં દર્શાવ્યા છે તેવા વિચારો બીજા કેટલાક સુલેખકો તરફથી પ્રગટ થવા લાગ્યા છે અને કેટલાક ગામોના સંઘોના ઠરાવો પણ થયા છે એ જોઈ મને ખાત્રી થાય છે કે વર્ત-માન યુગને અનુસરીનેજ આ નિબંધ છે. પરંતુ દીક્ષાનો વિષય વર્તમાનના કદાગ્રહમાં સપડાએલો હોવાથી, મતભિન્નતાને લીધે કોઇ ખોટું ખરૂં પણ મારા માટે કહેશે પણ તે માટે મારા હૃદયમાં સદા ઉપેક્ષા છે. સર્વે સુખી થાઓ એ ભાવના છે. અસ્તુ.

બાલચંદ્ર.



अर्हम

# કૃત્રિમ દીક્ષા-પ્રવૃત્તિ કેમ અટકાવી શકાય?

લેખકઃ—શ્રી બાલચંદ્રાચાર્યજી.
ઠે. શ્રી લોંકા ગચ્છ જૈન ઉપાશ્રય-કોટ, મુંબઇ.

## આમુખ.

જૈન દીક્ષાના સંબંધમાં પરસ્પર ઘણુંજ ઝેર ફેલાઇ રહ્યું છે. શ્રાવક વર્ગમાં દીક્ષા માટે બે પક્ષ-વર્ગ પડયા છે. જુના વિચારના શ્રાવકો એમ માને છે કે મુનિવર્ગ ગમે તેને ગમે ત્યારે દીક્ષા આપી શકે છે. શ્રાવકોએ તેઓને તેમાં સહાયક થવુંજ જોઇએ-પ્રતિબંધ કરવાનો શ્રાવકોને અધિકાર નથી. ત્યારે બીજો પક્ષ કે જે નવા વિચારો ધરાવનારો છે તે એમ કહે છે કે શ્રાવકોની સમ્મતિ મેળવી જેને દીક્ષા માટે યોગ્ય સમજી શકાય તેનેજ સાધુ વર્ગ દીક્ષા આપી શકે. ત્યારેજ નકલી દીક્ષા રોકી શકાશે. એ મતના સુત્રધાર શ્રીયુત્ મહાસુખભાઇ ચુનીલાલ છે. અને જુના પક્ષના સૂત્રધાર મુનિશ્રી રામવિજયજી અને આનંદસાગરજી છે. સંવેગી મુનિવર્ગ પ્રાયઃ આખો જુના વિચાર વાળાઓના પક્ષમાં છે. કેટલાક મૌન સેવી રહ્યા છે ખરા, પણ જે વાતનો નિષેધ ન કરે તેને પણ તે પક્ષમાં સમજવો એ ન્યાય મૌન સેવનારાઓને પણ લાગુ પડે. મુનિ વર્ગમાં જે પક્ષભેદ છે તે દીક્ષા માટે નથી પણ અહંમન્યતાને લીધે છે. છતાં ગણ્યા ગાંઠયા અપવાદ રૂપે મળી આવે તેથી સાધુ સંપ્રદાયમાં દીક્ષાના પ્રશ્ન માટે પડેલા બે પક્ષ કહી શકાય નહી. આ પ્રમાણે સામે સામા બે પક્ષો શાસ્ત્રોને શસ્ત્ર બનાવી લડી રહ્યા છે.

મારે આ લેખમાં કોઇનો પક્ષ લઇ લખવાનું પ્રયોજન નથી. મારે કોઇને ખરા ખોટા ઠરાવવા નથી. મારે મારો સ્વતંત્ર મત જાહે-

રમાં મુકવો છે. આ લેખમાં શ્રમણપક્ષ—એ શબ્દ જ્યાં આવે ત્યાં જુના વિચાર ધરાવનાર પક્ષ સમજવો અને નવો પક્ષ જ્યાં આવે ત્યાં સુધારક પક્ષ સમજવો.

હરકોઈ મુદ્દાનો વિચાર કરતી વખતે પહેલાં તે મુદ્દાનું કારણ શોધવું જોઇએ—તેના ઇતિહાસ તરફ લક્ષ દોડાવવું જોઇએ. તે પછી મુદ્દાઓ પર ચર્ચા કરવી ઘટે. માટે દીક્ષાનો કલહ કેમ જાગ્યો? તે પહેલાં શું શું બનાવો બન્યા? એ વાતનો વિચાર કરવો જોઇએ.

## કૃત્રિમ દીક્ષાનો ઇતિહાસ.

દીક્ષા દેનારાઓએ અયોગ્ય વ્યક્તિઓને દીક્ષા આપવાની પરંપરા ચાલુ કરી. તેથી આ બળવો જાગી ઉઠયો. કેટલાક દીક્ષા લેનારા દીક્ષા મુકી ભટકવા લાગ્યા, અપવાદ સેવવા લાગ્યા, અનાચારી બની દીક્ષાને વગોવવા લાગ્યા, કલહ કુસંપનાં બીજ વાવવા લાગ્યા, શ્રાવક સંઘમાં વિદ્રોહ ફેલાવવા લાગ્યા, કેટલાક ગૃહસ્થવર્ગ કરતાં પણ ઉતરતી પાયરીએ પહોંચવા લાગ્યા. તેમજ દીક્ષા આપનારાઓ શિષ્યમોહમાં ફસાઇ સારા ગ્રહસ્થોના છોકરાઓને ભરમાવી દીક્ષા દેવા લાગ્યા. નવ પરિણિત વધુઓને મુકાવી દીક્ષા દેવા મંડયા. કેટલાક ગરીબ ગૃહસ્થોને ધનની લાલચ આપી તેઓનાં સગાં વહાલાંઓને પોતાના ભકતો પાસેથી રૂપીઆ અપાવી દીક્ષા દેવા લાગ્યા. આ પ્રવૃત્તિ નવા વિચાર ધરાવનારાઓને ગમી નહિ. પણ કરે શું? શ્રાવકોમાં ધનવાનો, અગ્રેસરો અને અજ્ઞાન વર્ગ જુની પરંપરા—રૂઢીમાં સપડાયેલો હોવાથી અને નવા પક્ષનું સંખ્યાબળ અલ્પ હોવાથી કૃત્રિમ દીક્ષાને નવો વર્ગ અટકાવી શકયો નહી. પણ ધીમે ધીમે સ્વરે અવાજ કાઢવા ચાલુ રાખી સંખ્યાબળ વધારવા લાગ્યો. પઠિત વર્ગ આ પક્ષમાં જોડાવા લાગ્યો. તેવામાં રામવિજયજી પર અમદાવાદની કોર્ટમાં કેસ મંડાયો અને ગતવર્ષમાં મહાસુખભાઇ પર મુંબઇની કોર્ટમાં કેસ મંડાયો. તેથી નવા પક્ષને ઉત્તેજન

મળ્યું. લોકો વિચાર કરવા લાગ્યા અને બુદ્ધિવાળા, સ્વતંત્ર વિચાર કરનારા નવા પક્ષમાં ભળવા લાગ્યા. જેથી સંખ્યાબળમાં લગભગ બરાબરી કરે તેવો બળવાન પક્ષ તૈયાર થઇ ગયો. તેવામાં આ વર્ષે રામવિજયજી મુંબઈ જેવા સુધરેલા ક્ષેત્રમાં વિજયી બનવા માટે આવી ચઢયા. અને સામે મોરચે વલ્લભવિજયજીનું આગમન થયું. એટલે આ વર્ષમાં પ્રગટ રીતે ખુલ્લા પક્ષોનો સામસામા ઉભા રહી પરસ્પર વિરોધ અને આક્રમણ કરવાનો પ્રસંગ મળી આવ્યો. છાપાઓમાં ગલીચ ભાષામાં લેખો આવવા લાગ્યા. ગુજરાતી ભાષાનું કોઇ ભાગ્યેજ એવું પત્ર હશે કે જેમાં દીક્ષા સંબંધી લેખ આવ્યો ન હોય. દીક્ષા સંબંધી કલહનો આ ઇતિહાસ છે. હવે એના મુદ્દાઓનો વિચાર કરવો જોઇએ. અને જે જે મુદ્દાઓ ઉપર સામ સામા આક્ષેપો થઈ રહ્યા છે તેનો પણ વિચાર કરવો જોઇએ.

## દીક્ષા કેટલી ઉમર વાળાને આપી શકાય ?

શ્રમણ પક્ષ (જુનો પક્ષ) આઠ વર્ષના વય વાળાને દીક્ષા દેવાનો પણ આગ્રહ રાખે છે, અને પોતાના બચાવ માટે શાસ્ત્રોના પાઠો આગળ મુકે છે. ત્યારે નવો પક્ષ (યુવક પક્ષ) આઠ વર્ષની બાલદીક્ષાનો વિરોધ કરે છે, અને અઢાર વર્ષની વય વાળાને દીક્ષા દેવી યોગ્ય માને છે, કબુલ રાખે છે, અને પોતાના બચાવમાં શાસ્ત્રોનો અને દેશકાળનો આશ્રય લે છે. પણ યુવક પક્ષને કોઈ એમ પુછે કે અઢાર વર્ષ વાળો નવપરિણિત વધુ વાળો હોય તો ? તથા પોતાના કુટુંબને તેજ પોષણ કરનાર હોય તો ? માટે વર્ષનો આગ્રહ નકામો છે. અજ્ઞાન સજ્ઞાનનો વિચાર કરીને પણ અઢાર વર્ષ ઠરાવવા ચાહતાં હોય તો આજે ભારતમાં ૬૦ લાખ બાવાઓ છે તેમાં ઘણા બાળદીક્ષીતો પણ છે. માટે આ પ્રશ્નને જૈનસમાજ પહોંચી શકે તેમ નથી. આખો હિંદુસમાજ અને કાઉન્સીલના સભાસદો આ પ્રશ્ન માટે બેચાર વર્ષ પ્રયત્ન કરશે ત્યારે શારદાબીલની માફક આ પ્રશ્નનો અંત આવશે. માટે આજે જૈનસમાજ અઢાર

વર્ષનો પ્રશ્ન હાથ ધરે તેથી આ મુદ્દાઓનો અંત આવે તેમ લાગતું નથી. અને બાલદીક્ષાને અંગે આ ઝગડો પણ નથી, આ ઝગડો અયોગ્ય અને નકલી (કૃત્રિમ) દીક્ષાને લીધે છે. હવે એ પ્રશ્ન ઉઠે છે કે:—

## અયોગ્ય દીક્ષા એટલે શું ?

મારા મત પ્રમાણે દીક્ષા દેતી લેતી વખતે યોગ્ય અયોગ્યનો નિર્ણય થઈ શકતો નથી. અને તે વખતે યોગ્ય અયોગ્યપણું જોવામાં આવે છે તે બહારની દૃષ્ટિથીજ. શાસ્ત્રકારોએ પણ દીક્ષા માટે યોગ્ય અયોગ્યનો નિર્ણય આપ્યો છે તે વ્યવહારૂ દૃષ્ટિ રાખીનેજ આપ્યો છે. દીક્ષા લેતી દેતી વખતે કેટલાક યોગ્ય જણાય છે, તે કાલાંતરથી અયોગ્ય પણ નિવડે છે–દીક્ષા મુકીને ચાલ્યા પણ જાય છે–દીક્ષાના વેષમાં અનાચાર પણ સેવે છે. એવા દાખલા શાસ્ત્રોમાં તથા વર્તમાનમાં પણ ઘણા મળી શકે તેમ છે. તેવીજ રીતે દીક્ષા માટે અયોગ્ય દેખાય, જડ કે મુરખ લાગે તેવાઓમાં પણ કેટલાક સારા વિદ્વાન અને ત્યાગીઓ નિવડી આવે છે. એવા દાખલા ઘણા મળી શકે તેમ છે. માટે દીક્ષાના સંબંધમાં યોગ્ય અયોગ્યનો વિચાર કરવામાં આવે છે તે વ્યવહારૂ છે. તે ઉપાય સાચો ઠરી શકતો નથી, અને આ કલેશ મટાડવા સમર્થ નથી. જો યુવક પક્ષ એમ ઈચ્છતો હોય કે ભલે અમારામાં ફેશનવાળા રહે, કંદમૂળ ખાનારા તે ભલે ખાય, હોટેલના દરવાજા જોનારા તે જુવે, અનાચાર સેવનારા તે સેવે, અનીતિનું જીવન ગુજારનાર ભલે તેવું જીવન ગુજારે. પણ અમારા ત્યાગી સાધુ વર્ગે ત્યાગમાર્ગીજ રહેવું જોઈએ. તો એમ કોઈ દિવસ પણ થવાનું નથી, કારણ શ્રાવક અને સાધુઓમાં પરસ્પર અન્યોન્ય આશ્રય સંબંધ રહેલો છે. સાધુઓને ત્યાગમાર્ગથી પાડનાર શ્રાવક વર્ગજ છે. વળી આ દીક્ષાનો ઝગડો ગુર્જર ભાષા-ભાષી પ્રાંતોનોજ છે–આખા હિંદુસ્થાનનો નથી. પંજાબ, માલવા, મારવાડ, મેવાડ, બંગાલ આદિ પ્રદેશોમાં આ ઝગડો ટકી શકતો નથી. ગુજરાત અને તેની પાસેના

પ્રાંતોમાં સાધુવેષ મુકી દીધેલનો વ્યવહાર પોતાની ન્યાતજાતમાં પહેલાં જેવોજ કાયમ રહે છે. પાછો શ્રાવક થઈ સમુદાયમાં ભળી જાય છે. તેથી દીક્ષા મુકનાર પર જાતિનો અંકુશ રહેતો નથી. જ્યારે બીજા પ્રદેશોમાં દીક્ષા મુકનારને જાતમાં લેતા નથી તેથી દીક્ષા મુકનારને બન્ને બાજુથી ભ્રષ્ટ થવાનો ભય હોવાથી દીક્ષા મુકી પાછા ઘેર ચાલ્યા જવાનો માર્ગ અટકી પડેલો છે. બીજી વાત એ છે કેઃ— સાધુઓને અયોગ્ય દીક્ષા પ્રવૃત્તિની ટેવ ગુજરાત આદિ પ્રદેશોએ જ લગાડી છે. તેનાં ફળો આજે તેને ભોગવવાં પડે છે. બીજા પ્રદેશોમાં એવા ષડ્યંત્ર રચે તો રોટલા મળવા પણ મુશ્કેલ થઈ પડે તેમ હોવાથી આ પ્રશ્ન જેટલો આખા ભારતના જૈનોને ત્રાસદાયક નથી તેટલો ગુજરાત આદિ પ્રદેશોને વધુ ત્રાસદાયક છે. અને તે માટે જ આ સમયમાં ગુજરાત દેશ ખલભલી ઉઠયો છે. છતાં બીજા પ્રદેશોના ડાહ્યા માણસો પણ ટેકો આપવા લાગ્યા છે.

## યુવકો શું કરી રહ્યા છે?

યુવકો નકલી દીક્ષા પ્રવૃત્તિના ષડ્યંત્રને તોડવા યત્રતત્ર યુવક સંઘની સ્થાપના કરી રહ્યા છે. તેઓની માન્યતા એ છે કે—નવ સૃષ્ટિનો સરજણહાર યુવક છે. માટે આ ષડ્યંત્રને યુવક તોડી શકે છે. પણ યુવક એટલે સૈનિક (મિલીટરી મેન) છે. તેને મુસદ્દી વર્ગના ટેકાની જરૂર છે. ત્યારેજ યુવક ક્રાંતિ કરી શકે છે. નિદાન કરનાર ચિકિત્સકજ રોગ દુર કરી શકે છે. મુસદ્દી વર્ગ વગરનો યુવક સંઘ 'અવ્યાપારેષુ વ્યાપાર' પણ કરી શકે છે. આ તરફ યુવકોએ લક્ષ્ય આપવું જોઈએ છે.

## યુવકો માટે 'જૈન' પત્રમાં તંત્રીજી શું કહે છે?

એક પત્રિકાના આધાર પરથી 'જૈન' પત્રમાં "શાસ્ત્રો વિષેની શ્રદ્ધા આખું બંધારણ પુનર્વિધાન માગે છે" આ મથાળા હેઠળ અગ્ર લેખમાં તંત્રીજી લખે છે કે "શાસ્ત્રો વિષેની શ્રદ્ધા પણ ખલભળી ઉઠી છે" તથા "મનુ કે યાજ્ઞવલ્કય કંઈ મૂર્ખ સ્મૃતિકારો

નહોતા એમ છતાં આજના સ્મૃતિકારો તેના આદેશનું સ્પષ્ટ ઉલ્લંઘન કરી રહ્યા છે. જૈન ધર્મનું અસ્તિત્વ ટકાવવું હોય તો આજ દૃષ્ટિબિંદુ પ્રત્યેક જૈન સુધારક હિતેચ્છુને વહેલું મોડું સ્વીકાર્યા સીવાય છુટકો જ નથી." આ તંત્રીજીના શબ્દો શું સૂચવી રહ્યા છે? પણ યુવકોને શાસ્ત્રો વિષેની શ્રદ્ધા ખળભળાવવાનું તો કંઈ કારણ દેખાતું નથી. યુવકોને જે જોઈએ તે જૈન શાસ્ત્રોમાં મળી આવે તેમ છે. શાસ્ત્રો તો કહી રહ્યા છે કેઃ—"આજ પછી સંજમ દુરારાધ્ય થઈ જશે" એટલે ખરા સાધુઓ ઓછા મળશે. વેશધારી વધશે. કેટલાક આચાર્યો મુનિઓ સાધ્વીઓ નરકે જાશે." આ શાસ્ત્રનો પાઠ શું સૂચવે છે? નરકગામી સાધુ સાધ્વી અને આચાર્યોના આદેશો તોડી પાડવા યુવકો કંઈ કરતા હોય તો તેઓને શાસ્ત્રો ક્યાં નડે છે? માટે શાસ્ત્રો વિષેની શ્રદ્ધા ખલભલાવવા પહેલાં શાસ્ત્રોના આશયો યુવકોએ જાણી લેવા જોઇએ. શાસ્ત્રોના અર્થો અતિ ગંભીર આશયવાળા હોય છે. સાચા અર્થો નિષ્પક્ષ પ્રાણીજ મેળવી શકે છે.

## ત્યાગ માર્ગ કાંઈ સહેલો માર્ગ છે?

ત્યાગ માર્ગ કાંઈ સહેલો માર્ગ નથી કે જેથી ગમે તે મેળવી શકે. ત્યાગી બનવા પહેલાં પરિગ્રહણ અને ત્યાગનો વિષય સારી પેઠે જાણી લેવો જોઈએ. કારણ ગ્રહણ વગર ત્યાગ શાનો? ગ્રહણ અને ત્યાગની મીમાંસા જાણ્યા પછીજ ત્યાગ માર્ગ આદરી શકાય તેમ છે. કોઈ દરીદ્રી માણસ એમ કહે કે–લક્ષ્મી અને સંપત્તિનો મેં ત્યાગ કર્યો છે, તો કોઇ કબુલ કરશે? માટે પરિગ્રહ વાળોજ પ્રાપ્ત વસ્તુનો ત્યાગ કરી શકે છે. ઇચ્છિત વસ્તુ નહી મળવાથી જે ત્યાગી બને છે તે ખરા ત્યાગી નથી. સ્ત્રીઓમાં પણ વિધવાઓ સાધ્વીજી થાય છે ત્યારે નવપરિણિતા વધૂઓ સંજમ લીધેલી કેટલી મળે? ખરો ત્યાગી કોઇનો આશ્રય લેતો નથી. ત્યાગી વર્ગમાં 'પાર્ટી સ્પીરીટ' ટકતો નથી. ખરો સાધુ પોલીસમેન કે બીજા કોઈના પાસેથી પોતાની રક્ષા માટે અપેક્ષા રાખતો નથી. દ્રવ્યલિંગનો સ્વીકાર કરવાથી ભાવલિંગી

બને છે, એવો કંઈ નિયમ નથી. માટે કલેશકારક દીક્ષા લેવાદેવા કરતાં તો ગૃહસ્થી રહેવું સારૂં.

## દીક્ષા લેવાનાં કારણો.

જૈન શાસ્ત્રોમાં દીક્ષા લેવાનાં ૧૮ કારણો મળી આવે છે. (૧) લાજના લીધે અર્ધમંડિત, નાગીલા, ભૂદેવભ્રાત ભાવદેવે દીક્ષા લીધી. (૨) હાંસી તથા ઉપહાસ્ય કરવાથી ચંડરૂદ્રાચાર્યે બલજબરીથી નવ પરિણિત યુવકને દીક્ષા આપી અને તેજ રાત્રીએ ગુરૂ શિષ્ય બન્ને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકયા, તથા પોતાની સ્ત્રી સુભદ્રાએ ધન્ના શેઠની મશ્કરી કરી તેથી શેઠે દીક્ષા લીધી તેમજ નંદીષેણને વેશ્યાએ કહ્યું કે હવે દશમા તમેજ તેથી સંજમ લીધો. (૩) દેવતાના ભયથી મેતાર્ય અને સોનાર મુનિ થયા. (૪) સ્થૂલભદ્રપર દ્વેષ કરનાર સિંહની ગુફામાં રહેનાર ખરા સાધુ થયા. (૫) સ્નેહના લીધે અરણિક મુનિની માતાએ દીક્ષા લીધી. (૬) લોભના લીધે કપિલ મુનિ મુંડાયા. (૭) હઠપૂર્વક બાહુબળીએ સંજમ લીધો. (૮) અભિમાનના લીધે દશાર્ણભદ્ર તથા વીરના ૧૧ ગણધરોએ દીક્ષા લીધી. (૯) વિનયના લીધે નમી વિનમી સાધુ થયા. (૧૦) શૃંગારથી ચિત્ર અને સંભૂતિ બન્ને દીક્ષિત થયા. (૧૧) કીર્તિ માટે આભીરીનો વર સાધુ થયો. (૧૨) પરાભવના લીધે કાર્તિક શેઠે સંજમ લીધો. (૧૩) કૌતુકના લીધે ઈંદ્રભૂતિથી પ્રતિબોધ પામેલા પન્નરસો તાપસો સાધુ થયા. (૧૪) વિસ્મયથી ઈલાપુત્ર. (૧૫) વ્યવસાયથી આર્દ્રકુમાર. (૧૬) ભાવથી ભરતચક્રી. (૧૭) કુલાચારના લીધે ભરતની પરંપરાના સૂર્યવંશી રાજાઓ. (૧૮) વૈરાગ્યથી જંબૂ સ્વામી. એમ દીક્ષા લેનારાઓ માટે દષ્ટાંતો જણાવ્યાં છે પણ દીક્ષા દેનાર ષડ્યંત્રો રચી ગમે તે પ્રયાસે ચેલા વધારવાનું દષ્ટાંત જૈન શાસ્ત્રોમાં કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી. માટે યુવકોને શ્રદ્ધામાં ખલભલવાનું કાંઈ પણ કારણ નથી. યુવકો તો નકલી દીક્ષાના વિરોધી હોવા જોઇએ. સાચી દીક્ષાના વિરોધી હોય તો જુદી રીતે વિચાર કરવો પડે.

## દીક્ષા માટે જૈન શાસ્ત્ર અને હિન્દુ શાસ્ત્રો શું કહે છે?

જૈન શાસ્ત્રો આઠ વર્ષના ક્ષુલ્લક અને ક્ષુલ્લિકાઓને દીક્ષા દેવા સંમતિ આપે છે. તેમજ હિન્દુ શાસ્ત્રો આઠ વર્ષના બટુક માટે પણ સંમતિ દર્શાવે છે પરંતુ સ્ત્રીઓ માટે સંન્યાસ લેવાની મના કરે છે, અને કલિકાલમાં આતુર સંન્યાસ સીવાય બીજા પ્રકારના સન્યાસ લેવાની પણ મના કરે છે. આતુર સંન્યાસ એટલે મૃત્યુશય્યામાં પડેલાને, જેના બચાવની આશા નથી તેવા બ્રાહ્મણને સંન્યાસ આપવો. તેમાંથી કદાચ કોઇ બચી જાય તો ભલે માગી ખાય પણ ઘણા અંશે એવા બચતા નથી. છતાં લાખોની સંખ્યામાં બાવા બાવીઓ જોવામાં આવે છે. બાલ દીક્ષિતો પણ ઓછા દેખાતા નથી.

## દીક્ષાના ભેદો.

હિન્દુ શાસ્ત્રોમાં પાંચ પ્રકારની દીક્ષા કહી છે. (૧) સંક્ષેપ દીક્ષા. (૨) પંચાયતની દીક્ષા. (૩) યજ્ઞ દીક્ષા. (૪) મંત્ર દીક્ષા. (૫) મહા દીક્ષા. તંત્ર શાસ્ત્રોમાં અગત્ય સંહિતા, યોગિની તંત્ર, ગૌતમી સ્મૃતિ, યોગિની હૃદય, કુલાર્ણવ, વિષ્ણુયામલ, સમયાચાર તંત્ર, તંત્રસાર, કાશીખંડ, દુર્ગાદાસ, સિદ્ધિયામલ, શારદાતિલક, માલિનીવિજય આદિ ગ્રંથોમાં દીક્ષાનો વિષય અને ભેદો દર્શાવેલા છે. હેમચંદ્રાચાર્ય પણ દીક્ષાનો અર્થ વ્રતસંગ્રહ કરે છે. માટે જૈનદીક્ષા સંબંધમાં પણ ઉપર પ્રમાણે પાંચ ભેદો કલ્પી શકાય અને શાસ્ત્રાનુકૂલ ગણી શકાય તેમ છે. (૧) ભાગવતી દીક્ષા. (૨) વ્રતસંગ્રહ દીક્ષા. (૩) મહાવ્રત સંગ્રહ દીક્ષા. (૪) મંત્ર દીક્ષા. (૫) જ્ઞાન દીક્ષા.

ભગવાનનો ધર્મ આદરવો એજ ખરી ભાગવતી દીક્ષા કહી શકાય. ગાર્હસ્થ્યના નિયમો પાળવા એ વ્રતસંગ્રહ દીક્ષા ગણાય. સંપૂર્ણ રીતે ત્યાગમાર્ગ આદરવો એ મહાવ્રત દીક્ષા અને પછી ગુરૂ યોગ્ય શિષ્ય જાણી કેટલીક ચમત્કારીક સિદ્ધિઓ આપી પ્રાભાવિકતા અર્પે એ મંત્રદીક્ષા. અને લબ્ધિ વડે (સાયન્સમાં) ગુરૂ શિષ્યને સર્વ પ્રકારે પારંગત કરે એ જ્ઞાનદીક્ષા. તથા બીજી રીતે જોવામાં આવે તો પણ

પાંચ ભેદજ થાય છે. સમકીત સ્વીકાર થાય તે ભાગવતી દીક્ષા. બીજી અણુવ્રત દીક્ષા, ત્રીજી મહાવ્રત લેતી વખતે લઘુ દીક્ષા, ચોથી માંડલીયા યોગ વહન કર્યા પછી જે વડી દીક્ષા દેવાય છે તે, અને પાંચમી આચાર્ય આદિ પદવી પ્રદાન કરતી વખતે જે જે ક્રિયાઓ કરીને પદવી લેવાય છે તે દીક્ષા. એમ પણ પાંચ દીક્ષાઓ શાસ્ત્રાનુકૂલ ગણી શકાય તેમ છે. આ પાંચ ભેદોમાંથી ખરી દીક્ષા તો પહેલીજ દીક્ષા છે. જન્માંતરે સાથે ચાલનારી છે. "સવ્વ સાવજ્જ"નો પાઠ તો આ ભવ માટેજ છે, પણ "ઈહિ સમ્મત"નો પાઠ ભવોભવ સાથે ચાલનારો છે. અર્ધપુદ્દગલ પરાવર્ત કરનાર છે. મોક્ષની ઈમારતનો પાયો છે. તેને વેશ કે લિંગની પરવા નથી. વેશવાળા તો કેટલાક અટકી શકે પણ આ દીક્ષા લેનારની પ્રગતિને કોઈ રોકનાર નથી. બીજી દીક્ષાઓમાં તો વખતે દંભ પણ ચાલી શકે પણ એમાં દંભ રહી શકતો નથી. દીક્ષાનો અર્થ છે દિવ્યતા આપનાર. આ અર્થ જૈન અને જૈનેતર સર્વને માન્ય છે. ખરી દીક્ષા લેનારને અપવાદનો આશ્રય લેવો પડતો નથી. વેશ કે લિંગ એને કનડગત કરી શકતા નથી. એ દષ્ટિએ ગૃહસ્થ પણ દીક્ષિત ગણી શકાય. મારા મત પ્રમાણે તો ગૃહસ્થ દાન, શીલ, તપ અને ભાવ એમ ધર્મના ચારે અંગની ઉપાસના કરી શકે છે, જ્યારે ભિક્ષુક બન્યા પછી દાન દેવાનો માર્ગ અટકી જાય છે, માટે સાત ક્ષેત્રોને પોષનાર શ્રાવક ક્ષેત્રજ છે. પોતાના બળે ઉભા રહી કુટુંબનુ પાલણ પોષણ કરી યથા-શકિત ધર્મનું આરાધન કરનાર અને નીતિમય જીંદગી ગુજારનાર શ્રાવક પણ મોક્ષનો અધિકારી છે. સાધુ વેશ પહેરી વનમાં રહેનાર રાગી પુરૂષને તો ત્યાં પણ દોષ લાગવાનો સંભવ રહે છે; અને નિરાગ ચિત્તવાળા પુરૂષને ઘર પણ તપોવન સમાન છે. માટે ભર્તૃહરી જેવા નીતિકાર ગૃહસ્થાશ્રમને ધન્ય માને છે. શ્વેતાંબર શાસ્ત્રો મોક્ષમાર્ગ માટે ૧૫ ભેદ કબુલ કરે છે તે પૈકી ગૃહસ્થલિંગે સિદ્ધ થાય એમ સ્પષ્ટ છે. મોહ રાજાના ઘરમાં રહી મોહને હઠાવ્યો તે માટે તો

સ્થૂલિભદ્રની વિશેષતા ગણાય છે. ૮૪ ચોવીસી સુધી તેમનું નામ ચાલવાનું કહેવાય છે. એ અપેક્ષાએ વિચાર કરવાથી તો ગૃહસ્થ ધર્મનીજ ઉત્કૃષ્ટતા સિદ્ધ થાય છે. ગૃહસ્થપણાના બોજાથી ગભરાઈ બાવા થવું એ કાયરતા છે. ખરા દીક્ષિતોને તો સ્વાભાવિક રીતે ઇંદ્રિયોનો નિગ્રહ થઈ જાય છે, વિકારો નાશી છુટે છે, એમ ક્રમે ક્રમે ત્યાગમાર્ગ પોતાની મેળે ઉદયમાં આવી જાય છે એટલે દીક્ષા માટે ધમાલની જરૂર નથી. શાસન પક્ષ ઉભો કરવાની આવશ્યકતા નથી. ખરી દીક્ષાને કોઇ અટકાવી શકતો નથી. કૃત્રિમ દીક્ષા માટે પ્રતિબંધ થાય છે, થયા છે અને થવાના છે. વર્તમાનમાં દીક્ષાનો ઝગડો પણ નકલી દીક્ષાનોજ છે. અસલી દીક્ષાનો નથી. અસલી દીક્ષા માટે સંઘ આડો આવી શકતો નથી.

## સંઘ એટલે શું?

સામુદાયિક શક્તિના અર્થમાં સંઘ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે, પછી તે શક્તિ સાધુ સમુદાયની હોય કે સાધ્વી સમુદાયની હોય, શ્રાવક સમુદાયની હોય કે શ્રાવિકા સમુદાયની હોય. પણ સમુદાયની શક્તિઓનું એકીકરણ થયેલું હોવું જોઇએ. બે અઢી હજાર વર્ષથી આ શબ્દ બૌદ્ધોમાં અને જૈનોમાં વિશેષ રૂપે વાપરવામાં આવેલો છે. અને ગાંધીજીની ચળવળ પછી રાષ્ટ્રીય ભાવનામાં પણ આ શબ્દનો વિશેષ ઉપયોગ થવા લાગ્યો છે. તેથી સર્વ સાધારણના પ્રચારમાં આવી ગયેલો છે. છતાં બે અઢી હજાર વર્ષ પહેલાં આ શબ્દ સાધુ સમુદાયની એકત્રિત શક્તિ માટે જ ઉપયોગમાં આવતો હતો. સંઘના નામે ઠરાવો કરેલા તે સાધુ સંઘેજ કરેલા એમ ઇતિહાસ કહે છે, જ્યારે શ્રાવક સંઘે મળીને ઠરાવો કરેલા હોય એમ ઈતિહાસ દર્શાવતો નથી. ભદ્રબાહુને દક્ષિણથી બોલાવવામાં આવ્યા હતા તેમાં પણ સાધુઓની સંમતિ હતી. સિદ્ધસેનને ગચ્છમાં પાછા લેવા માટે ગુરૂને વીનવ્યા છે, ફરજ કૈં પાડી નથી. છતાં વિધિવાદમાં સંઘના ચાર ભેદો દર્શાવેલા હોવાથી

શ્રાવક સંઘને પણ પોતાના હિતાર્થે ઠરાવો કરવાનો અધિકાર છે, શ્રાવિકા સંઘને પણ હક્ક છે, અને શ્રમણી સંઘને પણ હક્ક છે. ચારે પ્રકારના સંઘોમાં પરસ્પર મતભિન્નતા જાગે તો પોતપોતાનું બળ વધારવું—સામુદાયિક શક્તિ પ્રગટાવવી એ અયોગ્ય તો નજ ગણાય. અને ચારે સંઘોમાં એકવાક્યતા હોય ત્યારે પહેલો હક્ક સાધુઓ માટે છેજ. શ્રાવકો માટે સાધુઓ અને સાધુઓ માટે શ્રાવકો સદ્‌હેતુથી દેશકાલ પરિસ્થિતિ પ્રમાણે ઠરાવો કરી શકે છે. માટે હવે સંઘસત્તાના સંબંધમાં વિચાર કરવાની જરૂર છે.

## સત્તા કોની ?

યુવક પક્ષ એમ માને છે કે શ્રાવક સંઘની સત્તાનો અંકુશ સાધુઓ ઉપર બેસાડવો ત્યારે જુનો પક્ષ (શ્રમણ પક્ષ) એમ કહે છે કે સર્વોપરિ સત્તા સાધુવર્ગની છે. ખરૂં જોતાં તો આત્મસાધનમાં કોઈની સત્તા કોઈ પર ચાલી શકતી જ નથી. અને આ સ્વતંત્રતાના જમાનામાં ગુરૂની શિષ્ય ઉપર અને બાપની સત્તા બેટા ઉપર પણ ચાલતી નથી. સત્તા કહેવાથી કે માગવાથી મળી શકતી નથી. અને સત્તાને તો પ્રાપ્ત કરવી જોઇએ છે. ભારત આજે પોતાની સત્તા માટેજ પ્રયત્ન કરી રહ્યો છે. સત્તાનો પ્રશ્ન જેવો તેવો નથી. સર્વોપરિ સત્તા પોતાની કહેનારાએ શત્રુંજય યાત્રા ત્યાગના સમયમાં સત્તાનો શું ઉપયોગ કરી બતાવ્યો ? ખરી રીતે જોતાં તો શ્રી પૂજ્યોની સત્તાનો નાશ થયો ત્યારથી સત્તા શ્રાવકો પાસે પહોંચી ગયેલી છે. સાધુઓની સર્વોપરિ સત્તા કયા કામમાં રહેલી છે તેની સમજ પડતી નથી. સત્તા માટે ભંડારોનો કબજો હોવો જોઇએ છે, મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા, આદિ સ્થાવર જંગમ મિલ્કતનાં કાગળપત્રો, સરકારી લેખો, વહીવટના હીસાબો પોતાના કબજામાં અને પોતાના નામે ચઢેલા હોવા જોઇએ છે. તેની સત્તા મનાય છે. અને તે સત્તા શ્રાવક વર્ગ પાસે છે. ફક્ત સાધુ સમુદાય પાસે એક સત્તા રહી છે કે શ્રાવકોમાં બે ત્રણ તડાં કરાવી એકાદ તડને પોતાના પક્ષમાં

લઈ આપસમાં લડાવવા. એ સિવાય બીજી કોઈ પણ પ્રકારની સત્તા નામ માત્રની પણ તેમની પાસે જોવામાં આવતી નથી. છતાં પોતાની સર્વોપરિ સત્તા કહેનારા કાલ્પનિક સત્તાના ભક્ત હોય તો કહી શકાય નહી.

## યતિ વર્ગની સત્તાનો ઇતિહાસ.

સત્તાનો પ્રશ્ન બલ, બુદ્ધિ અને વ્યવહારજ્ઞતા પર અવલંબિત રહેલો છે. જેની પાસે એ ત્રિપુટિનાં સાધનો હોય તેની પાસે સત્તા ટકી રહેલી હોય છે. જૈન સમાજ પર સત્તા હતી—યતિ શ્રીપૂજ્યોની. બાદશાહો પાસેથી તીર્થોના–ધર્મસ્થાનોના પટ્ટા પરવાના હીરવિજય સૂરિ આદિ શ્રીપૂજ્યોએ પોતાના નામના કરાવ્યા હતા. એટલે તે વખતે સરકારી કાગળપત્રો શ્રીપૂજ્યોના નામે ચઢેલાં હતાં. કોઇ કમીટી કે સંઘના નામ પર નહોતાં. છતાં જે ગામોમાં સંપત્તિ રહેતી તે ઠેકાણાનો વહીવટ શ્રીપૂજ્યજીના મોકલેલા આદેશી યતિ કરતા અને દેખરેખ સ્થાનિક શ્રાવકસંઘ રાખતો. ઉપાશ્રયોનાં, ગરાસોનાં રજીષ્ટરી કાગળો શ્રીપૂજ્યની સત્તામાં રહેતાં. જે ગચ્છનો શ્રાવક મંદિર વિગેરે કાંઈ કરાવતો તો પ્રતિષ્ઠા પોતાના ગચ્છના શ્રીપૂજ્ય પાસેથીજ કરાવી શકતો. અને તે મંદિર સંઘને સુપ્રત કરાતું ત્યારે તે પર માલિકી શ્રીપૂજ્યની થઈ જતી. શ્રીપૂજ્યજી કોઇ અયોગ્ય શ્રાવક કે શ્રાવક સમુદાયને ગચ્છ બહાર મુકી દેતા તો તેને મેળવી દેવાની બીજા કોઈની સત્તા ચાલતી નહી. ખાનદેશ પ્રાંતમાં ધુલીયા જીલ્લામાં નેર ગામ છે ત્યાંના આખા શ્રાવક સંઘને બસો એક વર્ષ પહેલાં તપગચ્છના શ્રીપૂજ્યજીએ ગચ્છ બહાર મુકયા હતા. તે દિવસથી બીજા કોઇ પણ ગામવાળાઓ તેઓના સાથે કોઇ પ્રકારનો પણ સંબંધ રાખી શકયા નહી. ભોજન વ્યવહાર અને કન્યા વ્યવહાર બંધ થઈ જવાથી બાચારા ૨૦૦–૨૫૦ ઘરો રખડી પડયાં અને ઘણાંખરાં નિર્વંશ ગયાં. સાંભળવા પ્રમાણે ૨૦–૨૫ વર્ષ પહેલાં મેળવી લેવામાં આવ્યા છે. આનું નામ સત્તા. બીકાનેર (રાજપુતાનામાં) શ્રીપૂજ્ય કે યતિ સિવાય

બીજા કોઈ પણ જૈનધર્મના ગુરૂનું સામૈયું થતું નથી. વાજાંબેન્ડ વગાડી શકાતા નથી. રાજ્ય તરફથી યતિઓએ એવો પ્રબંધ કરાવી મુક્યો છે. **આત્મારામજી** મહારાજ જેવા ભાગ્યશાળી મહાપુરૂષને પણ વગર વાજે શ્રાવકો વધાવી લઈ આવ્યા પણ આડંબર કરી શક્યા નહી. બીકાનેરમાં મંદીરોનો વહીવટ યતિ શ્રાવકો મળીને કરે છે. યતિઓ પાસે કેટલાક પ્રકારનો મંદીરોનો વહીવટ હજુ પણ છે. કોઈ પણ ગચ્છનો યતિ ભાગી જતો તો રાજ્ય તરફથી પકડી બોલાવી શિક્ષા કરવામાં આવતી. આનું નામ સત્તા. આજ પણ વહીવટની સનદો ઉપરથી શ્રીપૂજ્યોની સત્તા સાબીત થઇ રહી છે. અને વર્તમાનમાં શ્રીપૂજ્યોમાં ઐક્ય અને બુદ્ધિબલની ઓછાસને લીધે તેઓ સત્તા ચલાવવાને સમર્થ નથી રહ્યા. નહીતો આજે પણ સમાજ પર કેટલાક અંશોમાં સત્તા ચલાવી શકે એવાં સાધનો હૈયાત છે. મુંબઈના ગોડીજીનાં દેરાસર, ઉપાશ્રય અને આખો સ્ટાફ દેવસૂર તપગચ્છનો છેજ અને મનાય છે. તેમાં દેવસૂર ગચ્છના શ્રીપૂજ્યોના મોકલેલા આદેશી યતિ પાયખાના પાસેની એક નાનકડી ઓરડીમાં રહે અને સંવેગીઓને શ્રાવકો મોટા હોલ વાપરવા આપે, હજારોના ખર્ચ કરે અને ચોમાસાં કરાવે. એ કેમ બને ? જો દેવસૂરગચ્છના શ્રીપૂજ્યમાં બુદ્ધિબળ અને ડહાપણ હોત તો ગોડીજીના દેરાસરના ઉપાશ્રયમાં સંવેગીઓ તેમની રજા વગર જે રીતે આવે છે તે રીતે આવી ન શકે, કારણ કે ટ્રસ્ટીઓ જુની પરંપરાનુસાર વ્યવસ્થા કરવા નીમેલા છે પણ મનમાની સત્તા માટે નથી. પણ તે શ્રીપૂજ્યોને પોતાની સત્તા માટે ભાન જ્યાં ન હોય ત્યાં એમ બને છે. અને આદેશીઓ પણ એવા જ આવે છે કે તેઓમાં પાણી હોતું નથી. મુંબઈના ચિંતામણીજીના દેરાસરમાં કેમ સંવેગીઓ રહેતા નથી ?

ગુજરાત, કાઠીઆવાડ સીવાય બીજા પ્રાંતોમાં ઉપાશ્રયો યતિવર્ગ માટેજ છે. ત્યાં ઉપાશ્રયોમાં સંવેગી વર્ગને ઘુસવા દેતા નથી. સંવેગીઓના ભક્તોએ સંવેગીઓ માટે પોષહશાળા, ધર્મશાળાઓ

બનાવેલી છે ત્યાં તે ભલે ઉતરે. પણ ગુજરાત કાઠીયાવાડમાં તો યતિવર્ગનું અનુકરણ કરી સંવેગીઓ પોતે મહાધિપતિ બની બેઠેલા છે. અમદાવાદમાં અમુક ઉપાશ્રયમાં વિમલ વાલાજ ઉતરી શકે છે. તેમજ બીજા બધા ઉપાશ્રયોની એજ હાલત છે. માટે શ્રીપૂજ્યો એક થાય, રીતસર ચાલે પ્રચાર કરે તો શ્રીપૂજ્યની સત્તાનો આજ પણ સ્વીકાર થઈ શકે તેમ છે. કેશવજી પક્ષના લોંકાગચ્છની અને બીકાનેરના ખરતર ગચ્છની સત્તા આજે પણ કેટલાક અંશોમાં શ્રાવકો પર ચાલે છે. અને શ્રાવકો પણ ખુશીથી સ્વીકારે છે. એ વાત પર શ્રીપૂજ્યોએ લક્ષ્ય પહોંચાડવું ઘટે છે.

આજે ચેલાઓ ભાગી જાય છે, બીજા સંઘાડા વાળા રાખી લેછે, વેષ મુકી દેછે તે પર તો સત્તા ચાલતી નથી અને કહે છે કે સર્વોપરી સત્તા અમારી છે. સત્તા છે કયાં? કોન્ફરન્સોમાં, સભા સોસાયટીઓમાં પ્રતિનિધિ તરીકેનો પણ હક્ક ગુમાવી બેઠા છે. લાલન શિવજીને સંઘ બહાર મુકી શું સારૂં કર્યું? માટે ધાર્મિક અરાજકતાને લીધે કોઈની પણ સત્તા કોઈ પર રહી નથી. સ્વચ્છંદાચરણ વધી પડયું છે. તે હવે અટકાવવું અશકય છે.

## શું યુવકોને આદર્શ યતિ–સાધુઓની અપેક્ષા છે?

આખા શ્વેતાંબર સમાજમાં પ્રસિદ્ધ પામેલા, ઉગ્ર ત્યાગવૃત્તિ વાળા એક બે યતિ–સાધુ મળી આવે તેમ છે. સિદ્ધગીરીની છત્રછાયામાં યતિશ્રી મોતીચંદજી મહારાજ ત્રણેક વર્ષથી રહે છે. બે પાત્ર, એક પાણીનુ નાનું કુંડું બે ત્રણ નાનાં વસ્ત્રો અને મુખ વસ્ત્રિકા, રજોહરણ સિવાય બીજો કંઈ પણ પરિગ્રહ રાખતા નથી, વિહારમાં કોઇને સાથે લેતા નથી. માર્ગમાં કોઈને રસ્તો પુછતા નથી. ગોચરી મધ્યાન્હકાળમાં એક વખત જાય છે. પાણી પણ તેજ વખતે લઈ આવે છે. અને કોઈ વૃક્ષ નીચે કે ખંડિયેરમાં બેસી આહાર કરી લેછે. રાત્રિમાં પણ ગમે ત્યાં સુઈ જાય છે. ઉપાશ્રય

કે ધર્મશાળાનો પણ પ્રતિબંધ રાખતા નથી. ગૃહસ્થો સાથે કોઈ પણ પ્રકારનો પરિચય રાખતા નથી. કોઈને કાગળ પત્ર પણ લખતા નથી. ગચ્છ કે મતનો આગ્રહ નથી. માંદગીમાં કોઈથી પોતાની સેવા શુશ્રૂષા કરાવતા નથી. સદા આત્મધ્યાનમાં મગ્ન રહે છે. સાંભળવા પ્રમાણે પાલીતાણાના ઠાકોર સાહેબ અને રાણી સાહેબા માણસોથી તપાસ કઢાવી જંગલમાં જ્યાં મોતીચંદજી બેઠા હતા ત્યાં વાંદવા ગયેલા અને વાંદીને ઠાકોર સાહેબે ફરમાવ્યું કે જે સગવડ જોઈએ તે આજ્ઞા કરો, ત્યારે ઉત્તર મળ્યો કે બધી સગવડ છે. કલકત્તાના બાબુ રાયકુમારસિંહજી તથા વરાડ અને સી. પી. પ્રાંતના ઘણા શ્રાવકો બે ચાર દિવસ હેરાન થયા ત્યારે તેમનો પત્તો મળ્યો. ભક્ત શ્રાવકો ફોટો ખેંચવા લાગ્યા તો મોઢું ઢાંકી બેસી રહ્યા. જેવો ત્યાગ વૈરાગ્ય છે તેવુંજ શાસ્ત્રોનું જાણપણું પણ સારૂં છે. છતાં નમ્રગુણ ઘણો છે. પાલીતાણાના માળી કોળી આદિ જૈનેતર વર્ગ કહે છે કે એ ખરા સાધુ છે. અમે પણ એમના ભક્ત છીએ. બીજા સાધુઓ વાણીઆઓના ગુરૂ છે. યાત્રા ત્યાગના ટાઇમમાં ચહા રોટલા ન મળવાની બીકથી બીજા બધા સાધુઓ પાલીતાણાથી વિહાર કરી ગયા પણ યોગીશ્વરે તે વખતે ત્યાં પહોંચી તપશ્ચર્યા કરવા માંડી. કોઈ અજ્ઞાત પુછે છે કે તમે કોણ છો તો ઉત્તર મળે છે કે ભિક્ષુક છું યતિ છું. ઉપદેશ સાંભળવો હોય તો સંભળાવે છે પણ આત્મસાધનમાં વિશેષ લક્ષ આપે છે. માટે આદર્શત્યાગી આપણામાં હજી છે ખરા. કર્પૂરવિજયજી પણ ત્યાગમૂર્તિ સંભળાય છે. ત્યારે બીજો પક્ષ એવો છે કે વિહારમાં સાથે ગાડીઓ રાખે છે, જ્ઞાનખાતાના પૈસા પર પોતાની સત્તા રાખે છે, અને પોતાનાં રાગી શ્રાવકો પાસે નાણાં જમા કરાવે છે. જ્ઞાન ભંડારો પર સત્તા રાખે છે, માલારોપણ, ઉપધાન આદિના ચઢાવવાનું દ્રવ્ય વિગેરે પોતાના જ્ઞાનખાતામાં મોકલે છે. કાગળ પત્રો લખે છે, રજીસ્ટરો મંગાવે છે. અને એમ કહે છે કે શ્રાવકો ભલે દુઃખી થાય, દરીદ્રી થાય, ગમે તે થાય તેમાં

અમારે શું કરવાનું છે ? આ તેઓની કરૂણાભાવના છે. અને શ્રાવકો તેઓની આજ્ઞાથી લાખો રૂપીઆ ખર્ચે છે, સખાવતો કરે છે, એ શું આશ્ચર્ય નથી ? અસ્તુ ત્યારે—

## શું સાધુઓ ભારતને વર્તમાનમાં ઉપયોગી છે ?

ભારતમાં સાઠલાખ ભિક્ષુકો ગણાય છે. તેમાં ઘણો ખરો ભાગ નિર્માલ્ય છે, અપઠિત છે, વ્યસની છે અને પ્રમાદી છે. ભિક્ષુક બ્રાહ્મણો, તિર્થોના પંડાઓ, મંદીરોના મહંતો જે દેશના અન્નજલથી પોષાય છે, સુખી બનેલા છે તે દેશ માટે યથાશક્તિ કંઇ પણ કરતા નથી, એવા આક્ષેપો દેશસેવકો તરફથી થાય છે, અને તેના લીધે શિક્ષિતવર્ગનો ભાવ સાધુ વર્ગ માટે ઓછો થતો જાય છે. ઘણા અંશે આ વાત સાચી પણ છે. છતાં હિંદુસમાજ તેમને સુધારવા માટે કંઈ કરતો નથી. દીગંબરી ભાઇઓ તેરા પંથીઓના ઉદ્યોગથી ધર્મગુરૂઓના ત્રાસથી બચ્યા છે. સંગઠન શક્તિ પ્રાપ્ત કરી છે. પોતાનો મોક્ષ પોતેજ કરવા કોશીષ કરી રહ્યા છે. સ્થાનકવાસીઓને ધર્મગુરૂઓ છે ખરા પણ અભણ વધારે છે, તેથી સમાજમાં ઉપદ્રવ વધારી શકતા નથી. અને તે સમાજ એવી કુરૂઢીઓમાં સપડાએલો છે કે આગળ વધી શકતો નથી. તે જ્યાં જુવે કે કંઈ કરે તેમાં તેઓને પાપ, પાપ અને પાપજ દેખાય છે. છતાં હવે કંઈ સુધરવા લાગ્યા છે ખરા. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોમાં યતિઓ શિથિલાચારના લીધે પતન અવસ્થામાં જઈ પહોંચ્યા છે ખરા પણ યતિવર્ગમાં સમાજઘાતક કામ કોઇએ કંઈ કર્યું હોય એમ જાણવામાં નથી. અને તેથીજ આ અવસ્થામાં પણ યત્રતત્ર ટકી રહેલા છે. જો યતિવર્ગને સમાજ ટેકો આપે–સાક્ષરો ઉત્પન્ન કરી બંધારણમાં લે અને સમાજહિતનાં કામોમાં તેઓને જોડી મુકે તો તેમાંથી પ્રચાર કાર્ય માટે એક મોટી સંસ્થા ઉભી કરવાનું શ્રેય મળી શકે છે. યતિસમાજ મધ્યમ કલાસનો વર્ગ હોવાથી શ્રાવક અને સાધુ બન્નેને ઉપયોગી થઇ પડે તેમ છે. માટે શ્રાવકસંઘે આ તરફ

લક્ષ પહોંચાડવું યોગ્ય છે અને મારી સૂચના યોગ્ય જણાય તો તેમ કરવું ઘટે છે.

## હવે રહી સંવેગી મુનિઓની કથા.

આ કથા પણ ઘણી મોટી છે. પણ હું તો સંક્ષેપમાં એટલુંજ કહેવા ઈચ્છા રાખું છું કે—સત્યવિજયજી પંન્યાંસથી માંડી આત્મારામજી પર્યંત ઉગ્ર ત્યાગ વૈરાગ્યના લીધે સંવેગી સમાજ શ્રાવકસંઘને પ્રિય હતો. પણ તે પછી એટલે દશ વીશ વર્ષોમાં તેઓમાં અહંમન્યતા પ્રસરી. પરસ્પર લડવા લાગ્યા, અભણોને મુંડવા લાગ્યા, ધર્મના બહાને અપવ્યય કરાવવા લાગ્યા અને સત્યવિજયજી આદિ પહેલાંના સાધુઓ કરતાં આચારમાં પણ શિથિલ બન્યા. કેટલાક રેલ્વે વિહારી થયા. કેટલાક આશ્રમો બાંધી બેઠા. અને કેટલાક જ્ઞાનદ્રવ્યના મોટાં મોટાં ફંડો કરાવી પોતાના ભક્ત શ્રાવકો પાસે રાખવા લાગ્યા, અને છેવટે કૃત્રિમ દીક્ષા આપી પોતાના શિષ્યો વધારવાની તેમનામાં કુલાલચ વધી. એવાં બીજાં પણ કેટલાંક કારણોના લીધે શ્રાવક સંઘે ત્રાસ પામી હમણાં થોડા વખતથી નિર્ભયપણે વિરોધ ચાલુ કર્યો. પણ એવા સાધારણ ઉપાયથી કૃત્રિમ દીક્ષાનું ષડ્યંત્ર રોકી શકાય તેમ મને તો લાગતું નથી. અસાધ્ય રોગ માટે તીવ્ર માત્રાની જરૂર પડે છે, તેમ આ વખતે યોજના થાય તોજ સમાજ રોગમુક્ત થાય તેમ છે.

## હવે સાધુઓએ શું કરવું જોઇએ?

ભારતનો આખો સાધુ સમાજ વિદ્યામાં ગૃહસ્થો કરતાં ઘણો પાછળ પડી ગયો છે. માટે આ તરફ વળવું જોઈએ. રાષ્ટ્રભાવના, રાજ્યબંધારણ, સાયન્સ આદિ જેટલા વિષયોનું જ્ઞાન ગૃહસ્થોને છે તે કરતાં વધારે જ્ઞાન મેળવી પોતાના આચાર વિચારમાં તે ઉત્કૃષ્ટતા બતાવે તો ભારતનાં કષ્ટો પણ દુર થાય અને પોતે પણ પૂજાય. અને પોતાની મેળે પોતે મુખ્ય આધારસ્તંભ ગણાય. માટે જૈનેતર

સાધુઓએ અને વિશેષતઃ જૈન સાધુ યતિઓએ પોતાના ભલા માટે આ તરફ વળવું જોઇએ.

## યુવકો પર સાધુ સંસ્થાનો આક્ષેપ.

યુવકો સાધુ સંસ્થાને તોડી પાડવાનો પ્રયત્ન કરે છે એવો તેના પર આક્ષેપ છે; કારણ એ છે કે પંચમ કાળમાં રાજા મહારાજાઓ દીક્ષા લેતા નથી. ઘણા અંશે શ્રીમંતો પણ લેતા નથી. બુઢ્ઢાઓ ચાર પાંચ સ્ત્રીઓ પરણ્યા પછી પણ દીક્ષા લેતા નથી અને એમ કહી છુટવા ચાહે છે કે વૃદ્ધપણાને લીધે અમારાથી કશી ક્રિયા થતી નથી માટે ઘેર બેસીને કાંઇપણ બને તેટલું ધર્મ કરતાં રહેવું સારૂં. અને યુવકોને યુવાવસ્થાને લીધે મોજશોખ કરવાની પ્રવૃત્તિ કુદરત બક્ષે છે. અને નાનાં બાળકો અજ્ઞાની છે માટે તેમને દીક્ષા દઈ શકાય નહી. વિધવા સ્ત્રીઓ તથા દુઃખી પુરૂષો દુઃખથી હારીને દીક્ષા લે છે તેથી તેઓમાં સાચો જ્ઞાન વૈરાગ્ય રહેતો નથી. એમ ત્રણે અવસ્થા માટે દીક્ષાનો અટકાવ થયો તો પછી સાધુયતિઓની પરંપરા કેમ ચાલે ? મારા મતે એક દૃષ્ટિથી આ આક્ષેપ સાચો છે. એનો યુવકોએ મધ્યસ્થ ભાવ રાખી વિચાર કરવો જોઇએ છે. અને વૃદ્ધવય વાળાઓ માટે એક કાયદો ઘડવો જોઇએ કે “ અમુક વયના વૃદ્ધને સંસારમાં નહી રહેવું, વિશ્વને કુટુંબ માનીને સાધુ સંસ્થાને ચલાવવી.” ગૃહસ્થના કામોમાં અનુભવી વૃધ્ધો જો એમ કરે તો સાધુસંસ્થામાં પણ સુધારો થાય અને રીટાયર લાઇફમાં પરલોક સાધન પણ સારી પેઠે થાય. પરંતુ આ ઠરાવ શ્રાવક સંસ્થા કરી શકે એમ મને તો લાગતું નથી. અને અસંસ્કારિત યુવકોને મુંડવામાં મોટો ભય રહેલો છે. માટે વૃધ્ધો કરતાં બીજા નંબરે બાલદીક્ષા સમાજઘાતક હોય તેમ મને લાગતું નથી. કારણ નાનપણથી ગૃહસ્થોના સંસર્ગથી જુદા રાખી ભણાવવાથી તેઓના હૃદયમાં ધર્મની ઉંડી છાપ પડે છે અને એવા દૃઢ સંસ્કાર અંતરમાં ઉતરી જાય છે કે યુવાવસ્થામાં પ્રાયઃ સાધુતાથી ભ્રષ્ટ થતા નથી, અને કદાચ પડે તોપણ તરત પાછા પોતાના પદ પર પહોંચી જાય

છે. આજે ક્રિશ્ચિયનોનાં ઓરફનેજો, આર્યસમાજનાં ગુરૂકુલો, અનાથાલયોમાં ધર્મના સિદ્ધાંતો બાળપણમાં દઢ કરાવી આપે છે કે તે આગળ જતાં ધર્મનું પરિવર્તન કરી શકતા નથી. ચૈત્યવાસના કાળમાં ગરીબ છાત્રોને અન્ન વસ્ત્રો આપીને પોતાની પાસે રાખી ભણાવી દીક્ષા આપતા. અનાથાલયની કલ્પના જૈનોએ ચાલુ કરી, ચૈત્યવાસ પછી યતિઓએ પણ આ પરંપરા ચાલુ રાખી. ત્યાં સુધી યતિવર્ગ સંખ્યાબળમાં સારી સ્થિતિ ભોગવતો રહ્યો અને બાળપણથી વિદ્યાભ્યાસ કરાવી પ્રખર વિદ્વાનો ઉત્પન્ન કરતો રહ્યો. પણ યતિ વર્ગે તે નીતિનો ત્યાગ કર્યો કે પરિસ્થિતિએ કરાવ્યો, ગમે તે કહો, પણ તે પરંપરા મુકી ત્યારથી યતિ વર્ગ ઘટયો અને વિદ્વાનો પણ ઉત્પન્ન કરી શકયો નહી. માટે દીક્ષા બાળવયમાં દેવી વધારે લાભકારક છે. અને બાળ દીક્ષાથી આવા ઝગડાઓ જે થાય છે તે અટકશે. એમાં એક અપવાદ એ રહેલો છે કે નાના છોકરાઓને ભરમાવી, લાલચો બતાવી કેટલાક ઘરોના દ્વાર બંધ કરવાનું બને છે. પણ આવાં કામોને તો જરૂર અટકાવવા જોઇએ છે. અપવાદો તો દરેક કામમાં રહેલા હોયજ છે પણ તેથી કાર્યો બંધ કરી શકાય નહી. અપવાદોને ભલે અટકાવે.

## સાધુ યતિ સંસ્થાની આવશ્યકતા છે ?

મારા મતે તો સારા સાધુ યતિઓની ઘણી આવશ્યકતા છે. આનો નાશ કરવા કરતાં સુધારવાના પ્રયત્નો કરવા જોઇએ. આજે જૈનોનો આખો સમાજ સંખ્યાબળમાં બહુજ નાનો બન્યો છે. દશ બાર લાખ જેટલા માણસો રહી ગયાં છે. તો વિનાશક કામો મુકી વિધાયક કામો કરવાં ઘટે છે. માટે સાધુ યતિ સંસ્થાને સુધારી ક્રિયા માર્ગને થોડુ ગૌણ બનાવી જ્ઞાનમાર્ગને ઉત્તેજન આપી દેશ-કાળ અનુસરી સાધુસંસ્થા મારફત સંખ્યાબળ વધારવાનો પ્રયત્ન ચાલુ થાય તો લાખોની સંખ્યામાં જૈનો વધવા મંડે. જેમ બીજા ધર્મવાળા આપણામાંથી ખેંચી ગયેલા છે તેમ આપણે પણ બીજા

ધર્મમાંથી પાછા ખેંચી લાવવા સમર્થ બનવું જોઇએ. અને આ કામ સાધુ અને યતિ વર્ગનું છે. આ તરફ લક્ષ પહોંચાડી યુવકોએ કાંઈ કરવું ઘટે છે. નહીતો એક કાઢવા જતાં બે પેસે તેવું ન બને તો સારૂં. દીક્ષા માટેની ચળવળ કાલાંતરથી પોતાની મેળે શાંત થઈ જશે. તેથી યુવકોએ કાંઈ કર્યું તો ગણી શકાય નહી. આજ લગી કેટલીક ચળવળો ચાલી અને શાંત થઇ ગઇ. કોઇનો પણ અંત આવ્યો નથી આ વાતને બધા જાણે છે.

## જૈનધર્મનું જઠરત્વ.

જૈનધર્મ અતિ પ્રાચીન હોવાને લીધે વૃદ્ધ અને જર્જરીત બનેલો છે—પાદરીઓ, સમાજીઓના પ્રમાણમાં વેગથી કામ કરી શકતો નથી. અને તેથીજ કોન્ફરન્સો કે બીજા કોઈ મંડળ, સભા, સોસાયટીઓના ઠરાવો અમલમાં યોગ્ય રીતે મુકાતા નથી. હમણાં થોડા વખતથી યુવકો જાગ્યા છે. વિયેનાના એક ડાકટરે એક એવો અવિષ્કાર કર્યો છે કે જેથી બુઢ્ઢા પણ યુવક બની જાય છે. યુરોપના ઘણા બુઢ્ઢાઓ ડાકટર પાસે ઇન્જેકશન લઈ યુવક બનવા લાગ્યા છે. તેનો પ્રચાર વધવાથી ભારતને પણ કોઇ વખત તેનો લાભ મળશે એવી આશા અહીંના બુઢ્ઢાઓ રાખે છે. તેમ અમારા યુવકો સમાજ સુધારાનું કોઇ ઇન્જેકશન શોધી સમાજનું જઠરત્વ અને વૃદ્ધપણું કાઢી મુકે તો કહી શકાય નહી. યુવકો ઉછાંછળાપણું મુકી, સત્યનિષ્ઠાથી ધૈર્ય અને ક્ષમાગુણ આદરી, દીર્ઘદર્શી બની કામ કરવા તત્પર રહેશે તો મને વિશ્વાસ છે કે ભવિષ્યની પ્રજા જરૂર સુધરશે. હવે દીક્ષાની ચાલુ ચર્ચા માટે યુવકોએ શું શું ઉપાયો યોજવા એ દર્શાવી લેખ સમાપ્ત કરવો છે.

(૧) યુવકસંઘે મોટાં શહેરોમાં તથા યોગ્ય વસ્તીવાળાં ગામોમાં યુવકસંઘોની સ્થાપના કરવી.

(૨) યુવકસંઘોમાં જાગૃતિ અને કર્તવ્યનિષ્ઠા વધે એવા નિયમો ઘડી સર્વત્ર મોકલાવવા.

(૩) જ્યારે યુવક સંઘનું પ્રચાર કાર્ય યોગ્ય પ્રમાણમાં થતું દેખાય ત્યારે મુંબઇ જેવા મોટા શહેરમાં ચાર પ્રાંતોની સભા ભરી ઠરાવો કરવા અને અમલમાં મુકવા.

## આ પરિસ્થિતિના અંગે યુવક સંઘના ઠરાવો કેવા કડક હોવા જોઇએ તેનું દિગ્દર્શનઃ—

(૧) દીક્ષાની અયોગ્ય પ્રવૃત્તિ ન અટકે ત્યાં સુધી આખી સાધુ સંસ્થા સાથે અસહકાર કરવો. પણ અન્ન વસ્ત્રો દેવાં, મધ્યાન્હે ગોચરી દેવી, સવારે ચાહ દુધ બંધ કરવું (નોટઃ—કોઇ એમ પુછે કે આખા સમુદાય સાથે કેમ ? આનો ઉત્તર એ છે કે આ ઠરાવ જ્યાં સુધી અમલમાં નહી મુકાય ત્યાં સુધી તેમાં યુવકોને ખરી રીતે કોણ મદદમાં છે અને કોણ વિરૂદ્ધ છે તેનું તારણ કાઢવું કઠણ છે. વળી કેટલાક મધ્યસ્થ ભાવ દર્શાવી રહ્યા છે. તેઓની પણ ખબર પડી આવશે ).

(૨) કોઇનું સામૈયું ન કરવું અને દ્રવ્યનો વ્યર્થ વ્યય ન કરવો.

(૩) સાધુઓ માટે છરી પાળનાર સંઘ ન કાઢવા.

(૪) સાધુ પાસે ઉપધાન આદિ ક્રિયા ન કરવી અને માલા પહેરાવવાના જ્ઞાનદ્રવ્યના પૈસા તેઓના કોઇપણ ફંડમાં ન દેવા.

(૫) સાહિત્યવૃદ્ધિ મંડળોના હસ્તે કરવી. કોઇ સાધુ પુસ્તક લખાવે કે છપાવે તેમાં પૈસા ન દેવા.

(૬) અયોગ્ય દીક્ષા રોકવાનો પ્રબંધ ન થાય ત્યાંસુધી સાધુઓનાં વ્યાખ્યાનોમાં નહી જવું.

(૭) યોગ વહન કરાવવાનાં ખર્ચો ન આપવાં.

(૮) બોગસ ડીગ્રીઓ ન આપવી.

(૯) સાધુઓના સ્વચ્છંદાચરણોને છાપાઓ મારફતે બહાર મુકવાં.

(૧૦) પુસ્તકભંડારો તેઓની સત્તામાંથી કાઢી સ્થાનિક સંઘને સોંપવા.

(૧૧) દીક્ષામાં એક પૈસો પણ ન ખર્ચવો, અને સામેલ પણ ન થવું.

(૧૨) વિહાર માટે ગાડી કે માણસ સાથે મોકલવાં નહી. તેમ પોતે પણ નહી જવું.

અસહકારના જેટલાં અંગો છે તે સર્વને પાળવાં. તે પછીજ સર્વોપરી સત્તાની ખબર પોતાની મેળે પડી આવે તેમ છે. પણ એ ઠરાવો કરવા જતાં પહેલાં શ્રાવક સંઘે પણ પોતાના હિત માટે કડક કાયદા અમલમાં લાવવા ઘટે છે. તે વિના 'પરોપદેશે પાંડિત્યં' ચાલે તેમ નથી.

(૧) કચ્છી, ગુજરાતી, મારવાડી આદિ સર્વ દેશના શ્રાવક વર્ગે મતભેદ મુકી શક્તિનું એકીકરણ કરવું. ત્યારેજ શ્રાવક સંઘનું નામ શોભશે. જ્યાં સુધી શક્તિનું એકીકરણ ન થાય ત્યાં સુધી હાડકાનો માલ કહેનારા કેટલેક અંશે સાચા ઠરે છે.

(૨) વિદેશીઓની વ્યાપાર નીતિના લીધે સમાજ દ્રવ્યહીન થતો અટકાવવાના ઉપાયો યોજવા.

(૩) કન્યાવિક્રય આદિ કુરીવાજો યુવકોએ બંડખોર બનીને રોકવા.

(૪) શ્રાવક સંઘમાં દુરાચાર અને વ્યસન ઘટે એવા ઉપાયો કરવા.

(૫) ધર્માંતર કોઇ કરી ન શકે એવા પ્રયત્નો ચાલુ રાખવા.

(૬) અભક્ષ્ય અને અપેય અટકે એવા કડક ઠરાવો અમલમાં મુકવા.

(૭) શારદા એકટને મદદ કરવી.

(૮) દેવદ્રવ્યનું એકીકરણ કરી બેંકો ખોલવી, દેવદ્રવ્ય વધારવું.

(૯) વિદ્યાનાં ખાતાંઓ ખીલવવાં અને વધારવાં.

આ ઉપરાંત જીવન નીતિમય બને એવા ઠરાવો કરવા. પરોક્ષ અને તાત્વિક વિચારોને ગૌણ બનાવી આચરણમાં ઉતરે એવા વિચારોનો ફેલાવો કરવો. ગૃહસ્થ ધર્મની ખીલવણી થાય એવા નિયમો બાંધવા.

મને પોતાને એમ લાગે છે કે આ એક દિવસનું કામ નથી પણ કાલાંતરે પણ શ્રાવક અને સાધુ બન્ને સુધરશે ત્યારેજ કલ્યાણ થશે. સદ્વર્તન સિવાય સુખી જીવન સ્વપ્નમાં પણ થતું નથી.

સમાપ્ત.